# .ધુનિક

# ુંથણ કળા




સંપાદિકા:- અ.સૌ. રતનબાઈ.

# આધુનિક ગુંથણ કળા

## ભાગ ૧ લો.

સંપાદિકા :

અ. સૌ. રતનબાઈ.

પ્રકાશક

કે. કે. જેસરાણી.

૯, વોલેસ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

સંવત. ૧૯૯૭. ]　　　　[ સને, ૧૯૪૧.

મૂલ્ય રૂ. ૦-૮-૦

દ્વિતીયાવૃત્તિ—

ભાગ ૧ લો, કાચું પૂંઠું પ્રત – ૧૦૦૦
,, ૨ જો, ,, ,, પ્રત – ૧૦૦૦
ભાગ ૧લો ને ૨જો સાથે પાકું પૂંઠું પ્રત – ૧૦૦૦






મુદ્રક :
પી. બી. ઠક્કર, સેક્રેટરી, મેકસ-ડીઝાઈન્સ એન્ડ પ્રોસેસ વર્કર્સ લીમીટેડ,
ડીઝાઈનરર્સ, બ્લૉક-મેકર્સ એન્ડ ક્વૉલીટી પ્રીન્ટર્સ,
નેશનલ ઈન્ડીઅન ઈન્સ્યુરન્સ બીલ્ડીંગ, ૩૨, રામપાર્ટ રૈ, મુંબઈ.

# નિવેદન.

સ્ત્રી કેળવણીના દિનપ્રતિદિન વધતા જતા પ્રચાર સાથે તેનાં અંગ તરીકે લેખાતી ભરત ગુંથણ વગેરે કળાઓ પણ વધારે લોકપ્રિય થતી જાય છે, પરંતુ મારી જાણ પ્રમાણે એ કળાઓ અને મુખ્યત્વે ગુંથણ કળા શીખવા માટે આપણી ભાષામાં એવું કોઇપણ પાઠ્ય પુસ્તક નથી કે જે એ કામ શીખવામાં મદદરૂપ થઇ પડે અને કદાચ હશે તો પણ ઘણાં થોડાંજ, એટલે એ કળા શીખવા માટે મૌખીક શિક્ષણ અને અનુકરણ ઉપરજ ઘણે અંશે આધાર રાખવો પડે છે. તેને પરિણામે ઘણી બ્હેનો ઈચ્છા હોવા છતાં એ કળાનું સહેલાઈથી જ્ઞાન મેળવી શકતી નથી. એવું એકાદ પુસ્તક પ્રગટ કરવામાં આવે તો ઘણી બ્હેનો કે જેઓ ઘરે બેઠાં એ કામ શીખવાની ઇચ્છા રાખતી હોય તેઓને ઘણું મદદરૂપ થઈ પડે એવી સુચના મારી પાસે શીખતી કેટલીક બ્હેનો તરફથી કરવામાં આવતાં મેં આ પુસ્તક પ્રગટ કર્યું છે અને આશા રાખું છું કે તે થોડે ઘણે અંશે પણ ઉપયોગી થઈ પડશે.

આ પુસ્તકમાં જે નકતીઓ આપી છે તે ફ્રેન્ચ પુસ્તકો તથા સામયિકોમાંથી લેવામાં આવી છે. અને તે માટે તેના પ્રકાશકોની રૂણી છું.

સંપાદિકા.

# બીજી આવૃત્તિનું નિવેદન.

આધુનિક ગુંથણ કળાનો પહેલો ભાગ સને ૧૯૩૮ માં બહાર પાડવામાં આવ્યો હતો અને તેને જનતા તરફથી સારો આદર મળતાં તેનો બીજો ભાગ એક વર્ષ રહીને પ્રગટ કરવામાં આવ્યો હતો. આ બન્ને ભાગો લગભગ ખલાસ થવા આવ્યા છે અને માંગણી હજુ જેવી ને તેવી ચાલુ રહી છે. તેથી એ બન્ને ભાગોની આ બીજી આવૃત્તિ છાપવાનો સુયોગ પ્રાપ્ત થયો છે.

પહેલી આવૃત્તિ વખતે બન્ને ભાગો ઊંચા આર્ટ પેપર પર છપાવ્યા હતા, તેથી ખર્ચ વિશેષ થયું હતું અને કિંમત તે પ્રમાણે રાખવી પડી હતી. કેટલેક સ્થળેથી મળેલી સૂચનાને અનુસરી આ વખતે માત્ર નમુનાના બ્લૉકો આર્ટ પેપર પર છપાવ્યા છે અને બાકીનું લખાણ સાદા કાગળ ઉપર છપાવ્યું છે. તથા બન્ને ભાગો સાથે બંધાવી બંધાવણી ખર્ચમાં પણ બચાવ કરવામાં આવ્યો છે. અને તેને પરિણામે બન્ને ભાગો રૂપિઆ સવા જેવી ઓછી કિંમતે આપવાનું સુલભ થયું છે.

અત્રે જણાવતાં આનંદ થાય છે કે નવાનગર સ્ટેટે આ બન્ને ભાગોને રાજ્યની કન્યાશાળાઓમાં ગુંથણકળાનાં શિક્ષણ માટે પસંદ કરેલ છે અને તેને માટે બહુ સારો ઓર્ડર અગાઉથીજ આપ્યો છે. તેમની ઇચ્છા અનુસાર બન્ને ભાગો અમુક સંખ્યામાં છુટા છુટા બંધાવ્યા છે. તેથી સિલકમાં હશે ત્યાં સુધી જાહેર જનતાને પણ છુટક ભાગો મળી શકશે.

આવાં પુસ્તકની ઉપયોગિતા માટે મને જે શ્રદ્ધા હતી, તે આ પુસ્તકને મળેલા લોકાદરથી દૃઢ બની છે. મરાઠી કન્યાશાળાની શિક્ષિકાઓ તરફથી તેનો મરાઠી અનુવાદ છપાવવાની માંગણીઓ પણ આવતી રહી છે અને તે માટે પણ યોગ્ય પ્રબંધ થઈ રહ્યો છે. આ પ્રોત્સાહનથી પ્રેરાઈ આધુનિક ગુંથણ કળાનો ત્રીજો ભાગ તૈયાર કરી રહી છું. અને ઈશ્વરેચ્છા હશે તો તે પણ મારી બહેનોના હાથમાં મુકવા ટુંક સમયમાં ભાગ્યશાળી થઈશ. ઈત્યલમ્.

મુંબઈ.
શ્રી જન્માષ્ટમી,
સંવત ૧૯૯૭.

સંપાદિકા.

# ટાંકાં ગુંથવાના નમુનાઓ.

---



નમુનો ૧ લો. સાદા ટાંકાની રીત.



નમુનો ૨ જો. અખીઆના ટાંકાની રીત.



નમુનો ૩ જો. પછવાડેથી સાદા ટાંકાની રીત.



નમુંના ૪ થો. પછવાડેથી ઉંચા ટાંકાની રીત.



નમુના ૫ મો. આંટો લઈ ગુંથવાની રીત.

# ભાગ ૧ લો.



## પ્રકરણ ૧ લું.



### નમુનો ૧ લો.

આ નમુના વાસ્તે ૬ ટાંકા માંડવા અને ૫ ટાંકા વધારે ધારી વાસ્તે માંડવા.

૧લી લાઈન— ૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારવો. ૧ સાદો * ૧ બખીઆનો. ૫ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લો ૧ બખીઆનો ૨ સાદા.

૨જી લાઈન—૧ ટાંકો સેરવો. ૧ સાદો * ૧ બખીઆનો ૧ સાદો ૩ બખીઆના.

૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લો ૧ બખીઆનો ૨ સાદા.

૩જી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૨ સાદા, ૧ બખીઆનો, ૧ સાદો ૧ બખીઆનો ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૪થી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૩ બખીઆના. ૧ સાદો, ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો, ૧ બખીઆનો ૨ સાદા.

પાછું પહેલી લાઈનથી તરાહ શરૂ કરો.

## નમુનો ૨ જો.

આ નમુના વાસ્તે ૭ ટાંકા માંડો ધારી વાસ્તે ૭ ટાંકા વધારે માંડો.

૧લી લાઈન—૧ ટાંકો સેરવો બાકી બધા સાદા ગુંથો.

૨જી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો બધા બખીઆના, છેલ્લા ૨ ટાંકા સાદા ગુંથો.

૩જી લાઇન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૩ સાદા ૪ બખીઆનાં પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૫ સાદા.

૪થી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૩ બખીઆના ૪ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ બખીઆના ૨ સાદા.

પાછું પહેલી લાઇનથી ગુંથો.

---

## નમુનો ૩ જો.

આ નમુના વાસ્તે ૪ ટાંકા માંડો ધારી વાસ્તે ૪ ટાંકા વધારે માંડો.

૧લી તથા ૫મી લાઇન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૨ સાદા ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૨જી તથા ૮ મી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૧ સાદો, ૨ બખીઆના ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા બે સાદા.

૩જી તથા ૭મી લાઇન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૨ બખીઆના ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૪થી તથા ૬ઠી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૧ બખીઆનો ૨ સાદા ૧ બખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

પાછું ૧લી લાઈનથી શરૂ કરો.

## નમુનો ૪ થો.

આ નમુના વાસ્તે ૪ ટાંકા માંડો ૫ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧લી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૧ સાદો ૩ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૩ સાદા.

૨જી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૨ બખીઆના ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો. * છેલ્લો ૧ બખીઆનો. ૨ સાદા.

૩જી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ બખીઆનો ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૪ થી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો બધા બખીઆના છેલ્લા ૨ સાદા ગુંથો.

પાછું પહેલી લાઈનથી શરૂ કરો.

---

## નમુનો ૫ મો.

આ નમુના વાસ્તે ૧૧ ટાંકા માંડો ૫ ટાંકા વધારે ધારી વાસ્તે માંડો.

૧ લી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૩ સાદા ૨ બખીઆના ૨ સાદા ૨ બખીઆના ૨ સાદા પાછું આ * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૨જી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૩ બખીઆના ૨ સાદા ૨ બખીઆના ૨ સાદા ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ બખીઆનો ૨ સાદા.

૩જી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૫ સાદા ૨ બખીઆના ૪ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૪થી લાઈન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૫ બખીઆના ૨ સાદા ૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ બખીઆનો ૨ સાદા

પાછું પહેલી લાઈનથી શરૂ કરો.

---

## નમુનો ૬ ઠો.

આ નમુના વાસ્તે ૨૦ ટાંકા માંડો ૫ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી લાઇન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૬ સાદા ૧ બખીઆનો ૭ સાદા ૧ બખીઆનો ૫ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૨ જી લાઇન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૧ સાદો ૪ બખીઆના ૨ સાદા ૩ બખીઆના ૧ સાદો ૩ બખીઆના ૨ સાદા ૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો ૩ સાદા.

૩ જી લાઇન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ બખીઆનો ૨ સાદા ૨ બખીઆના ૩ સાદા ૧ બખીઆનો ૧ સાદો ૧ બખીઆનો ૩ સાદા ૨ બખીઆના ૨ સાદા ૧ બખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૪ થી લાઇન—૧ ટાંકો સેરવો ૧ સાદો * ૧ સાદો ૩ બખીઆના ૧ સાદો ૫ બખીઆના ૧ સાદો ૫ બખીઆના ૧ સાદો ૩ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા ગુંથો

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૭ મો.

આ નમુના વાસ્તે ૧૨ ટાંકા માંડો બોરડર વાસ્તે ૬ ટાંકા વધારે માંડો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ બખીઆના ૧૦ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

૨ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા ૧૦ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા ગુંથો.

૩ જી તથા ૧૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા ૨ બખીઆના ૬ સાદા ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા ગુંથો.



નમુનો ૭ મો.



નમુનો ૮ મો.

૪ થી તથા ૧૨ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ બખીઆના, ૨ સાદા ૬ બખીઆના ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૨ બખીઆના, ૨ સાદા.

૫ મી તથા ૯ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો, ૧ સાદો * ૪ સાદા, ૨ બખીઆના, ૨ સાદા. ૨ બખીઆના, ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ ટાંકા સાદા ગુંથો.

૬ ઠી તથા ૧૦ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો, ૧ સાદો * ૪ બખીઆના, ૨ સાદા ૨ બખીઆના. ૨ સાદા ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના તથા ૨ સાદા.

૭ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો, ૧ સાદો * ૬ સાદા ૨ બખીઆના, ૪ સાદા. પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

૮ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૬ બખીઆના ૨ સાદા ૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

પાછું પહેલી લાઈનથી શરૂ કરો.

---

## નમુનો ૮ મો.

આ તરાહ વાસ્તે ૧૬ ટાંકા માંડો ધારી વાસ્તે ૬ ટાંકા વધારે માંડો.

૧ લી લાઈન તથા ૩ જી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો, ૧ સાદો * ૨ બખીઆના ૬ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

૨ જી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો, ૧ સાદો * ૨ સાદા ૬ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

૪ થી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા ૧ બખીઆનો ૧ સાદો ૪ બખીઆના ૨ સાદા ૪ બખીઆના ૧ સાદો ૧ બખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા ગુંથો.

૫ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ ભખીઆના ૩ સાદા ૨ ભખીઆના ૩ સાદા ૨ ભખીઆના ૧ સાદો ૨ ભખીઆના ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ ભખીઆના ૨ સાદા.

૬ ઠી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા ૨ ભખીઆના ૨ સાદા ૨ ભખીઆના ૨ સાદા ૨ ભખીઆના ૨ સાદા ૨ ભખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો. ૧ સાદો * ૨ ભખીઆના ૩ સાદા ૨ ભખીઆના ૧ સાદો ૨ ભખીઆના ૧ સાદો ૨ ભખીઆના ૩ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ ભખીઆના ૨ સાદા.

૮ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો. ૧ સાદો * ૨ સાદા ૪ ભખીઆના ૧ સાદો ૧ ભખીઆનો ૨ સાદા ૧ ભખીઆનો ૧ સાદો ૪ ભખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

પાછું પહેલી લાઈનથી ગુંથો.

---

## નમુનો ૯ મો.

આ તરાહ વાસ્તે ૬ ટાંકા માંડો. ૬ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી તથા ૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ ભખીઆના ૪ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ ભખીઆના ૨ સાદા.

૨ જી તથા ૪ થી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા ૪ ભખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

૫ મી તથા ૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૩ ભખીઆના ૨ સાદા ૧ ભખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ ભખીઆના ૨ સાદા.

૬ ઠી તથા ૮ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૩ સાદા ૨ ભખીઆના ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો બધા ભખીઆના છેલ્લા ૨ ટાંકા સાદા ગુંથો.

૧૦ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો બાકી બધા સાદા.

પાછું ૧ લી લાઈનથી ગુંથો.

---

## નમુનો ૧૦ મો.

આ તરાહ વાસ્તે ૧૨ ટાંકા માંડો. ૬ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો. બાકી બધા સાદા ગુંથો.

૨ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો. ૧ સાદો બધા બખીઆના છેલ્લા ૨ સાદા.

૩ જી તથા ૧૩ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૪ સાદા ૬ બખીઆના ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૪ સાદા.

૪ થી તથા ૧૪ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૪ બખીઆના ૬ સાદા ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

૫ મી ૭ મી ૯ મી ૧૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા ૨ બખીઆના ૬ સાદા ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

૬ ઠી ૮ મી ૧૦ મી ૧૨ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ બખીઆના ૨ સાદા ૬ બખીઆના ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૧૧ મો.

આ તરાહ માટે ૨ ટાંકા માંડો ૫ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી લાઇન તથા ૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો બાકી બધા સાદા.

૨ જી તથા ૮ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો. ૧ સાદો બધા અખીઆના. એવી રીતે ગુંથો છેલ્લા ૨ સાદા ગુંથવા.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ અખીઆનો ૧૧ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો. ૧ અખીઆનો ૨ સાદા.

૪ થી લાઇન—એક ટાંકો ગુંથ્યા વગર સેરવો. ૧ સાદો * ૨ સાદા ૯ અખીઆના ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૩ અખીઆના ૭ સાદા ૨ અખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ અખીઆનો ૨ સાદા.

૬ ઠી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૪ સાદા ૫ અખીઆના ૩ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૫ અખીઆના ૩ સાદા ૪ અખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ અખીઆનો ૨ સાદા.

૧૦ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૬ અખીઆના ૧ સાદો ૫ અખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ અખીઆનો ૨ સાદા.

૧૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૫ સાદા ૩ અખીઆના ૪ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૧૨ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૪ અખીઆના ૫ સાદા ૩ અખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ અખીઆનો ૨ સાદા.

૧૩ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૩ સાદા ૭ અખીઆના ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૧૪ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ અખીઆના ૯ સાદા ૧ અખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ અખીઆનો ૨ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---



નમુનો ૧૨ મો.



નમુનો ૧૩ મો.



નમુનો ૧૪ મો.

## નમુનો ૧૨ મો.

આ તરાહ વાસ્તે ૧૪ ટાંકા માંડો ૪ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧લી થી ૧૦મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૭ સાદા ૭ અખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૧૧મી થી ૨૦મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૭ અખીઆના ૭ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૧૩ મો.

આ નમુના વાસ્તે ૫ ટાંકા માંડો ૫ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૨ સાદા * ૧ વખત અખીઆની રીતે બે ટાંકા સાથે ગુંથો ૧ આંટો ૩ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૨જી ૪થી ૬ઠી ૮મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો બધા અખીઆના છેલ્લા ૨ ટાંકા સાદા ગુંથો.

૩જી ૭મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો બાકી બધા સાદા.

૫મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો * ૩ સાદા ૧ આંટો ૧ વખત અખીઆની રીતે ૨ ટાંકા સાથે ગુંથો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ ટાંકા સાદા ગુંથો.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૧૪ મો.

આ નમુના વાસ્તે ૭ ટાંકા માંડો ૬ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ બખીઆના ૧ વખત ૨ ટાંકા સાદા ભેગા ગુંથો ૧ સાદો ૧ આંટો ૧ ટાંકો બીજા ટાંકા ઉપરથી સેરવો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

૨ જી તથા ૪ થી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા ૫ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ બખીઆના ૫ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

પાછું પહેલી લાઈનથી શરૂ કરો.

---

## નમુનો ૧૫ મો.

આ નમુના વાસ્તે ૬ ટાંકા માંડો ૫ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ આંટો ૧ ટાંકો બીજા ટાંકા પરથી કાઢો ૧ સાદો ૧ વખત, ૨ સાદા સાથે ગુંથો ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૨ જી ૪ થી ૬ ઠી ૮ મી ૧૦ મી ૧૨ લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો બધા બખીઆના એવી રીતે ગુંથો છેલ્લા ૨ સાદા ગુંથો.

૩ જી લાઇન—૧ ટાંકો વગર ગુંથે સેરવો ૧ સાદો * ૨ સાદા ૧ આંટો ૩ સાદા ૧ આંટો ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો એક વખત ૨ સાદા સાથે ગુંથો * ૧ આંટો ૧ ટાંકો બીજા ટાંકા પરથી કાઢો ૧ સાદો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૧ આંટો, ૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો અને સેરવેલા ટાંકા પરથી બીજો ટાંકો ઉતારો પાછું * આ નીશાનીથી ગુંથો. ૧ આંટો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૧ સાદો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૧ આંટો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૨ સાદા.



નમુનો ૧૫ મો.



નમુનો ૧૬ મો.



નમુનો ૧૭ મો.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો, ૧ આંટો, ૧ સાદો, ૧ આંટો, ૧ ટાંકો બીજા ટાંકા પરથી કાઢો. પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા, ૧ આંટો, ૩ સાદા, ૧ આંટો, ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૧૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો, ૧ સાદો * ૧ સાદો ૧ વખત ૨ ટાંકા સાદા સાથે ગુંથો ૧ આંટો, ૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ વખત ૨ ટાંકા સાદા સાથે ગુંથો ૧ વખત ઉતારેલા ટાંકા પરથી બીજો ટાંકો સેરવો ૧ આંટો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૧૬ મો.

આ તરાહ વાસ્તે ૬ ટાંકા માંડો ધારી વાસ્તે ૬ વધારે માંડો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો, ૧ સાદો * ૨ બખીઆના ૨ સાદા સાથે ગુંથો ૨ આંટા, ૧ ટાંકા પરથી બીજો ટાંકો ઉતારો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

૨ જી તથા ૪ થી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો, ૧ સાદો * ૨ સાદા ૨ બખીઆના ૧ સાદો, ૧ બખીઆનો, પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ બખીઆના ૪ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

# નમુનો ૧૭ મો.

આ તરાહ વાસ્તે ૭ ટાંકા માંડો, ૬ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી ૩ જી તથા ૫ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ બખીઆના. ૧ આંટો, ૧ ટાંકો બીજા ટાંકા પરથી કાઢો ૧ સાદો ૨ સાદા સાથે ગુંથો ૧ આંટો. પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

૨-૪-૬-૮-૧૦-૧૨-૧૪-૧૬ લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા ૫ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૪ સાદા.

૭ મી ૧૫ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ બખીઆના ૫ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

૯ મી ૧૧ મી ૧૩ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ બખીઆના ૨ સાદા સાથે ગુંથો ૧ આંટો ૧ સાદો ૧ આંટો ૧ ટાંકો બીજા ટાંકા ઉપરથી કાઢો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ બખીઆના ૨ સાદા.

પાછું પહેલી લાઈનથી શરૂ કરો.

---

# નમુનો ૧૮ મો.

આ તરાહ વાસ્તે ૪ ટાંકા માંડો ધારી વાસ્તે ૪ વધારે માંડો.

૧ લી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૨ સાદા ૨ આંટા ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૨ જી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૧ સાદો ૧ બખીઆનો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા ગુંથો.

---

૩ જી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ આંટો ૪ સાદા ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૪ થી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ બખીઆનો, ૨ વખત બખીઆની રીતે બે બે ટાંકા સાથે ગુંથો ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

પાછું પહેલી લાઇનથી ગુંથો.

---

## નમુનો ૧૯ મો.

આ નરાહ વાસ્તે ૧૦ ટાંકા માંડો ૫ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી લાઈન—૨ ટાંકા ગુંથ્યા વગર સેરવો ૧ ટાંકો સાદો * ૧ બખીઆનો ૨ સાદા ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૧ આંટો ૧ સાદો ૧ આંટો એક ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ બખીઆનો ૨ સાદા.

૨-૪-૬ લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૯ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૩ જી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ બખીઆનો ૧ સાદો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૧ સાદો ૧ આંટો ૧ સાદો ૧ આંટો ૧ સાદો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ બખીઆનો ૨ સાદા.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ બખીઆનો ૨ સાદા સાથે ગુંથો ૨ સાદા ૧ આંટો ૧ સાદો ૧ આંટો ૨ સાદા ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો પાછું આ * નીશાનીથી ગુંથો ૧ બખીઆનો ૨ સાદા.

૭ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ આંટો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૨ સાદા ૧ બખીઆનો ૨ સાદા એક વખત ૨ સાદા સાથે ગુંથો. ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૮-૧૦-૧૨ મી લાઇન—૧ ટાંકો ગુથ્યા વગર સેરવો ૧ સાદો * ૫ બખીઆના ૧ સાદો ૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો ૧ બખીઆનો ૨ સાદા.

૯ મી લાઇન—એક ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ આંટો ૧ સાદો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૧ સાદો ૧ બખીઆનો ૧ સાદો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૧ સાદો ૧ આંટો પાછું *આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા

૧૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ આંટો ૨ સાદા ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૧ બખીઆનો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૨ સાદા ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

પાછું ૧ લી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૨૦ મો.

આ તરાહ વાસ્તે ૧૬ ટાંકા માંડો ૫ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી તથા ૩ જી લાઇન—એક ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ આંટો ૫ સાદા ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૧ સાદો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૫ સાદા ૧ આંટો પાછું * નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૨ જી ૪ થી ૬ઠી ૮મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * બધા બખીઆના છેલ્લા ૨ સાદા.

૫ મી તથા ૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૫ સાદા ૧ આંટો ૧ સાદો ૧ આંટો ૫ સાદા ૧ વખત ૨ સાદા સાથે ગુંથો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

# નમુનો ૨૧ મો.

આ તરાહ વાસ્તે ૮ ટાંકા માંડો ૫ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ આંટો ૨ સાદા ૧ ગુથ્યા વગર સેરવો ૨ સાદા સાથે ગુથો સેરવેલા ટાંકા પરથી બાજુનો ટાંકો ઉતારો ૨ સાદા ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૨ જી ૪ થી લાઇન—૧ ટાંકો ગુથ્યા વગર સેરવો ૧ સાદો બધા બખીઆના છેલ્લા ૨ સાદા.

૩ જી લાઇન—૧ ટાંકો ગુથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ આંટો ૨ સાદા ૩ ટાંકા સાદા સાથે ગુંથો ૨ સાદા ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

# નમુનો ૨૨ મો.

આ તરાહ વાસ્તે ૧૨ ટાંકા માંડો ધારી વાસ્તે ૫ ટાંકા વધારે માંડો

૧ લી ૭મી લાઇન—૧ ટાંકો ગુથ્યા વગર સેરવો ૧ સાદો * ૪ સાદા ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૧ આંટો ૧ સાદો ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૩ સાદા પાછું * નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૨ જી ૪ થી ૬ઠી ૮મી ૧૦મી ૧૨મી ૧૪મી ૧૬મી લાઇન—૧ ટાંકો ગુથ્યા વગર સેરવો ૧ સાદો બધા બખીઆના છેલ્લા ૨ સાદા.

૩ જી તથા ૫ મી લાઇન—૧ ટાંકો ગુથ્યા વગર સેરવો ૧ સાદો * ૪ સાદા ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો. ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૧ આંટો ૩ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૯ મી ૧૫ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ સાદો ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૭ સાદા ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

૧૧ મી તથા ૧૩ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૧ આંટો ૭ સાદા ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૨૩ મો.

આ નમુના વાસ્તે ૮ ટાંકા માંડો ૭ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી તથા ૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * * બખીઆના ૫ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ બખીઆના ૨ સાદા.

૨ જી તથા ૪ થી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૩ સાદા ૫ બખીઆના પાછું * આ નીશાનીથી શરૂ કરો છેલ્લા ૫ સાદા.

૩ જી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ બખીઆનો ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૫ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૧ બખીઆનો ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૨ સાદા.

૬ ઠી તથા ૧૨ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો બધા બખીઆના ગુંથો છેલ્લા ૨ સાદા.

૭ મી તથા ૧૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૪ સાદા ૩ બખીઆના ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો ૫ સાદા.

૮ મી તથા ૧૦ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૪ બખીઆના ૩ સાદા ૧ બખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ બખીઆના ૨ સાદા.



નમુનો ૨૧ મો.



નમુનો ૨૨ મો.



નમુનો ૨૩ મો.



નમુનો ૨૪ મો.



નમુનો ૨૫ મો.

૯મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૪ સાદા ૧ બખીઆનો ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૫ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૨૪ મો.

આ તરાહ વાસ્તે ૬ ટાંકા માંડો ધારી વાસ્તે ૫ ટાંકા વધારે માંડો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો * ૧ બખીઆનો ૧ આંટો ૧ સાદો ૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૨ જી તથા ૧૦ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો * ૪ સાદા ૨ બખીઆના ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો * ૧ બખીઆનો ૧ આંટો ૨ સાદા ૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૪ થી તથા ૮ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો ૪ સાદા ૩ બખીઆના, ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો, ૧ સાદો * ૧ બખીઆનો ૧ આંટો ૩ સાદા, ૪ બખીઆના, પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૬ ઠી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો * ૪ સાદા ૪ બખીઆના, ૧ સાદો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો * ૧ બખીઆનો, ૨ સાદા, ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૯મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૧ બખીઆનો ૧ સાદો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૧૧મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૧ બખીઆનો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૧૨મી તથા ૨૪મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો બાકી બધા સાદા.

૧૩મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો * ૪ બખીઆના ૧ આંટો ૧ સાદો ૧ બખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૧૪ મી તથા ૨૨મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો * ૧ સાદો, ૨ બખીઆના ૪ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૧૫મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૪ બખીઆના ૧ આંટો ૨ સાદા ૧ બખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૧૬મી તથા ૨૦મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૧ સાદો ૩ બખીઆના, ૪ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો, છેલ્લા ૨ સાદા.

૧૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૪ બખીઆના ૧ આંટો, ૩ સાદા, ૧ બખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા.

૧૮ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૧ સાદો * ૧ સાદો, ૪ બખીઆના ૪ સાદા પાછું * આ નિશાનીથી ગુંથો છેલ્લા ૨ સાદા ગુંથો.

૧૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૪ બખીઆના ૨ સાદા ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૧ બખીઆનો પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ગુંથો.

૨૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૪ બખીઆના ૧ સાદો ૧ વખત ૨ સાદા સાથે ગુંથો. ૧ બખીઆનો પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ગુંથો.

૨૩ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૪ બખીઆના ૧ વખત ૨ સાદા સાથે ગુંથો. ૧ બખીઆનો પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લા ૨ સાદા ગુંથો.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૨૫ મો.

આ તરાહ વાસ્તે ૧૨ ટાંકા માંડો ૫ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧, ૩, ૭, ૧૦, ૧૨, ૧૪, ૧૬, ૧૮ અને ૨૦ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો બાકી બધા બખીઆના છેલ્લા ૨ સાદા.

૨, ૫, ૬ અને ૮મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો બાકી બધા સાદા.

૪થી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૯, ૧૧, ૧૩, ૧૫, ૧૭ અને ૧૯મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૧ સાદો ૧ આંટો ૪ સાદા ૧ વખત બખીઆની રીતે ૩ સાથે ગુંથો ૪ સાદા ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૩ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.

---

## નમુનો ૨૬ મો.

આ તરાહ વાસ્તે ૧૧ ટાંકા માંડો ૬ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

જે તરાહ વધારે માંડો નીચેનાં ફુલથી છેલ્લી તરાહ ગુંથવી. છેલ્લી તરાહમાં છેલ્લે ૩ સાથે ગુંથવાને બદલે ૨ સાથે ગુંથવા બાકી બધું ઉપરનાં ફુલથી તરાહ શરૂ કરી ગુંથવું.

૧લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો * ૨ સાદા ૧ આંટો ૧ સાદો ૧ આંટો ૫ સાદા ૧ વખત બખીઆની રીતે ૩ સાથે ગુંથો * ૨ સાદા ૧ આંટો ૧ સાદો ૧ આંટો ૫ સાદા ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૨ સાદા.

૨, ૪, ૬, ૮, ૧૦ અને ૧૨ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો બધા બખીઆના છેલ્લા ૨ સાદા.

૩જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો * ૧ સાદો ૧ આંટો ૩ સાદા ૧ આંટો ૪ સાદા ૧ વખત ૩ બખીઆના સાથે ગુંથો * ૧ સાદો ૧ આંટો ૩ સાદા ૧ આંટો ૪ સાદા ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૨ સાદા.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો * ૧ આંટો ૫ સાદા ૧ આંટો ૩ સાદા ૧ વખત ૩ ટાંકા બખીઆની રીતે સાથે ગુંથો * ૧ આંટો ૫ સાદા ૧ આંટો ૩ સાદા ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૨ સાદા.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો * ૫ સાદા ૧ આંટો ૧ સાદો ૧ આંટો ૨ સાદા ૧ વખત ૩ ટાંકા બખીઆની રીતે સાથે ગુંથો * ૫ સાદા ૧ આંટો ૧ સાદો ૧ આંટો ૨ સાદા ૧ વખત ૨ ટાંકા બખીઆની રીત સાથે ગુંથો ૨ સાદા.

૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર સેરવો ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો * ૪ સાદા ૧ આંટો ૩ સાદા ૧ આંટો ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૩ સાથે ગુંથો * ૪ સાદા ૧ આંટો ૩ સાદા ૧ આંટો ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૨ સાદા.

૧૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો * ૩ સાદા ૧ આંટો ૫ સાદા ૧ આંટો ૧ વખત ૩ ટાંકા બખીઆની રીતે સાથે ગુંથો * ૩ સાદા ૧ આંટો ૫ સાદા ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૨ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.



નમુનો ૨૮ મો.

# નમુનો ૨૭ મો.

આ તરાહ વાસ્તે ૯ ટાંકા માંડો ૭ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૫ સાદા * ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૨ સાદા ૧ આંટો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૩ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨, ૧૪, ૧૬, ૧૮, ૨૦, ૨૨, ૨૪, ૨૬ અને ૨૮ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો બાકી બધા બખીઆના, છેલ્લા ૨ સાદા.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૫ સાદા * ૧ આંટો ૧ સાદો, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૬ સાદા, પાછું * આ નીશાનીથી ગુંથો, છેલ્લો ૧ સાદો.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૫ સાદા, * ૧ આંટો ૨ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૫ સાદા, પાછું * આ નીશાનીથી ગુંથો, છેલ્લો ૧ સાદો.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૫ સાદા, * ૧ આંટો, ૩ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૪ સાદા, પાછું * આ નિશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો.

૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૫ સાદા, * ૧ આંટો, ૪ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૩ સાદા, પાછું * આ નીશાનીથી ગુંથો, છેલ્લો ૧ સાદો.

૧૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૫ સાદા, * ૧ આંટો ૫ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૨ સાદા, પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૧૩ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૫ સાદા, * ૧ આંટો, ૬ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૧ સાદો, પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૧૫ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૩ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો. ૧ આંટો, ૨ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૬ સાદા.

૧૭ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, * ૬ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૧ સાદો, ૧ આંટો, પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૬ સાદા.

૧૯ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૫ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૨ સાદા, ૧ આંટો, પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૬ સાદા.

૨૧ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૪ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૩ સાદા, ૧ આંટો, પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા ૬ સાદા.

૨૩ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૩ સાદા, ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો. ૪ સાદા, ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો, છેલ્લા ૬ સાદા.

૨૫ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો. ૫ સાદા, ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લા, ૬ સાદા.

૨૭ મી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. * ૧ સાદો ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૬ સાદા, ૧ આંટો પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૬ સાદા.

પાછું પહેલી લાઈનથી શરૂ કરો

---

## નમુનો ૨૮ મો.

આ તરાહ વાસ્તે ૧૬ ટાંકા માંડો ૮ ટાંકા ધારી વાસ્તે વધારે માંડો.

૧ લી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો * ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૧ આંટો, ૨ સાદા, ૧ વખત ૨ સાદા સાથે

ગુંથો, ૨ સાદા, ૧ આંટો, ૧ સાદો, ૧ આંટો, ૫ સાદા, ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો પાછું * આ નીશાનીથી ગુંથો, છેલ્લો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો, ૧, આંટો, ૪ સાદા.

૨–૪–૬–૮–૧૦ અને ૧૨ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો * ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો ૧ આંટો ૧૪ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૧ વખત બખીઆની રીતે ૨ સાથે ગુંથો, ૧ આંટો, ૨ બખીઆના, ૨ સાદા.

૩ જી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો ૧ સાદો. * ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૧ આંટો, ૨ સાદા, ૧ વખત ૨ સાદા સાથે ગુંથો, ૧ સાદો, ૧ આંટો, ૩ સાદા, ૧ આંટો, ૪ સાદા ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો. પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો. ૧ આંટો ૪ સાદા.

૫ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો * ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો, ૧ આંટો, ૨ સાદા, ૧ વખત ૨ સાદા સાથે ગુંથો, ૧ આંટો, ૫ સાદા, ૧ આંટો, ૩ સાદા, ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો પાછું * આ નીશાનીથી ગુંથો, ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો, ૧ આંટો ૪ સાદા.

૭ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો, * ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો, ૧ આંટો, ૨ સાદા, ૧ વખત ૨ સાદા સાથે ગુંથો, ૫ સાદા, ૧ આંટો, ૧ સાદો, ૧ આંટો, ૨ સાદા, ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો, ૧ આંટો, ૪ સાદા.

૯ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, ૧ સાદો, * ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો, ૧ આંટો, ૨ સાદા, ૧ વખત ૨ સાદા સાથે ગુંથો ૪ સાદા. ૧ આંટો, ૩ સાદા, ૧ આંટો, ૧ સાદો. ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૧ આંટો ૪ સાદા.

૧૧ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો. ૧ સાદો, * ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો, ૧ આંટો. ૨ સાદા, ૧ વખત ૨ સાદા સાથે ગુંથો, ૩ સાદા, ૧ આંટો, ૫ સાદા ૧ આંટો ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લા ૧ ટાંકો બીજા ટાંકા પરથી ઉતારો ૧ આંટો ૪ સાદા.

પાછું પહેલી લાઇનથી શરૂ કરો.



# પ્રકરણ ૨ જું.



## જરસી નમુનો ૧ લો.

**બાંય વગરની જરસી ૩ થી ૪ વરસનાં બચ્ચાં માટે. માપ ખભાથી નીચે સુધી ૧૫ ઇંચ, છાતીની પહોળાઈ ૨૧ ઇંચ.**

ત્રણ પ્લાઇની કોઈ પણ જાતની ઉન લ્યો, હાથી દાંતના સોયા નં. ૯ ના વાપરો.

### આગળનો ભાગ.

૭૮ ટાંકા માંડો.

૧લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો, છેલ્લો ૧ સાદો, એવી બીજી ૧૫ લાઇન ગુંથો, હવે એક સાદી લાઇન તથા એક બખીઆની શરૂઆતથી ૮ાા ઇંચ ગુંથણુ થાય ત્યાં સુધી ગુંથો.

હવે ગળા વાસ્તે ૭૮ ટાકાંના બે ભાગ પાડી નાખો. હવે બીજા ૩૯ ટાંકા ગુંથ્યા વગર રહેવા દ્યો એ ૩૯ ટાંકા પર એક સાદી એક બખીઆની એવી રીતે લાઇનો ગુંથો પણ પહેલાં એક વખત ગળાની બાજુ ૨ સાથે ગુંથો પછી દરેક ૪થી લાઇને ૩૪ ટાંકા રહે ત્યાં સુધી ગળાની બાજુ ઘટાડો હવે બગલ વાસ્તે ૧૦ ટાંકા બંધ કરો. હવે દરેક એક લાઇન મુકી બગલની બાજુ એક એક ટાંકો ઘટાડવો ને સાથે ગળાની બાજુ પણ પહેલાંની માફકજ દરેક ૪ થી લાઇને ૧૮ ટાંકા રહે ત્યાં સુધી એવી રીતે ગુંથવું. હવે બગલ બાજુ ઘટાડવું બંધ કરવું માત્ર ગળા બાજુ ૧૫ ઇંચ નીચેથી ગુંથણુ થાય ત્યાં સુધી ઘટાડવું. ૧૨ ટાંકા સયા પર રહેવા જોઈએ હવે બંધ કરો. બીજા ૩૯ ટાંકા પણ એવીજ રીતે ગુંથો.

### પીઠનો ભાગ.

૭૮ ટાંકા માંડો. બગલના ભાગ સુધી આગળની માફકજ ગુંથી જવું હવે બગલ વાસ્તે બેઉ બાજુ ૧૦-૧૦ ટાંકા બંધ કરો હવે દરેક એક લાઇન મુકી બેઉ બાજુ જ્યાં સુધી ૫૦ ટાંકા રહે ત્યાં સુધી એક એક ટાંકો



નમુંનો ૨ જો.

ઘટાડવો હવે આગળના ભાગ જેટલું ગુંથી જાઓ હવે ૧૨ ટાંકા બંધ કરો પછી બધા ગુંથી જાઓ પાછા બીજી બાજુના ૧૨ ટાંકા બંધ કરો પછી વચલા બધા બંધ કરો.

## ગળાંની પટી.

૧૧૮ ટાંકા માંડો ૧ સાદો તથા ૧ બખીઆનો એવી રીતે હારના છેડા સુધી ગુંથો.

૨જી લાઇન— ૨ સાથે ગુંથો બાકી બધા બખીઆના પર બખીઆના સાદા પર સાદા એવી રીતે ગુંથો છેલ્લા ૨ સાથે ગુંથો છેલ્લી લાઇનિ ૪ વખત ફરી ફરીને ગુંથો. ટાંકા જેવી રીતે ગુંથણ કરો છો તેવીજ રીતે બંધ કરો.

## બાંયની પટી.

૭૮ ટાંકા માંડો ૬ લાઇનિ (૧ સાદો ૧ બખીઆનો) એવી રીતે ગુંથો હવે જેવી રીતે ગુંથો છો એવીજ રીતે ટાંકા બંધ કરો. બીજી બાંયની પટી પણ એવીજ રીતે ગુંથો.

તૈયાર કરવાની રીત —હવે બાજુઓ સીવી લ્યો ખભા સીવી લ્યો પછી હાથની પટી સીવી લેવી ગળાની પટી જે બાજુ એક એક ટાંકો ઘટાડેલો છે તે બે છેડા સાથે કરી સીવી લેવા જેથી V શેપ ગળું થશે પછી જરસીમાં એ પટી સીવી લેવી.

---

# જરસી નમુનો ૨ જો.

આ જરસી ૧૫ ઇંચ લાંબી તથા ૨૦ ઇંચ પહોળી થશે.
૩ ઔંસ ૩ પ્લાઈ ઉન ગમે તેવું લ્યો સુયા હાથીદાંતના નં. ૯.
૭૪ ટાંકા માંડો.

## આગળનો ભાગ.

૧લી લાઇનિ—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો. આ લાઈનિ ફરી ફરીને ૧૧ વખત ગુંથો.

૧૩મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ અખીઆના ૨ સાદા ૪ અખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૧૪મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૪ સાદા ૨ અખીઆના ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૧૫મી લાઇન—તેરમી લાઇન માફક.

૧૬મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ અખીઆના ૬ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૧૭મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૬ અખીઆના ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૧૮મી લાઇન—૧૬મી લાઇન માફક.

હવે ૧૩મી થી ૧૮મી લાઇન ફરી ફરીને ૮॥ ઇંચ નીચેથી ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો હવે ગળા વાસ્તે એ ભાગ પાડી નાખો હવે ૩૭ ટાંકા પર તરાહ નીચેના પ્રમાણેજ ગુંથો પણ ગળાની બાજુ પહેલાં એક ટાંકો બંધ કરો પછી ૩૩ ટાંકા રહે ત્યાં સુધી દરેક ૪ થી લાઇને ગળા બાજુ એક ટાંકો બંધ કરો હવે બગલ બાજુ આવો. ૭ ટાંકા બગલ વાસ્તે બંધ કરો હવે દરેક ચોથી લાઇને ગળા બાજુ તથા દરેક એક લાઇન મુકી એક લાઇને બગલ બાજું એક એક ટાંકો ૧૭ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડો હવે બગલ બાજુ ઘટાડવાનું બંધ કરો માત્ર ગળા બાજુ પહેલાની માફક ૧૦ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડો, ટાંકા બંધ કરો બીજા જે ૩૭ ટાંકા છે તે પણ એવીજ રીતે ગુંથો પણ તરાહ પર હમેશ ધ્યાન રાખવું.

## પીઠ.

૭૪ ટાંકા માંડો, આગળના ભાગ માફકજ બગલના ભાગ સુધી ગુંથ[illegible] જાઓ હવે બેઉ બાજુ સાત સાત ટાંકા બંધ કરો હવે દર એક લાઇન મુક એક લાઇને બેઉ બાજુ એક ટાંકો ૪૮ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડીને ગુંથો, હ[illegible] આગળના ભાગ જેટલું ગુંથણ ઘટાડયા વગર કરી જાઓ, બેઉ બાજુના દ[illegible] દશ ટાંકા બંધ કરો વચલા ટાંકા ગળાની પટી વાસ્તે રહેશે તે પર (૨ સા[illegible] ૨ અખીઆનાં) એવી રીતે ૬ લાઇનો ગુંથો જાઓ હવે જેવી રીતે ગું[illegible] છો તેવીજ રીતે ટાંકા બંધ કરો.

## ગળાંની પટી.

ગુંથણ તમારી સામે રાખી જે ગળાંનો ભાગ છે તેના ટાંકા ઉપાડો બેઉ બાજુએથી (૪૨) (૪૨) ટાંકા થશે એટલે ૮૪ ટાંકા થશે હવે (૨ સાદા ૨ બખીઆના,) એવી રીતે લાઇન ગુંથી જાઓ.

૨ જી લાઇન—૪૧ ટાંકા સાદા પર સાદા બખીઆના પર બખીઆના એવી રીતે ગુંથો ૪૨ મો ટાંકો તથા ૪૩ મો ૨ સાથે ગુંથો બીજા જે ૪૧ ટાંકા રહ્યા છે તે સાદા પર સાદા બખીઆના પર બખીઆના એવી રીતે ગુંથો.

૩ જી તથા ૪ થી લાઇન—બીજી લાઈન માફક ગુંથી જાઓ. માત્ર દરેક વખતે વચમાં ૨ ટાંકા સાથે ગુંથવા હવે જેવી રીતે ગુંથો છો તેવીજ રીતે ટાંકા બંધ કરો.

હવે બગલની પટી—ખભાનો ભાગ સીવી લ્યો ગુંથણ તમારી સામે રાખી બેઉ બાજુએથી ૪૦-૪૦ ટાંકા ઉપાડી લ્યો. જેથી ૮૦ ટાંકા થશે. હવે એ ૮૦ ટાંકા પર (૨ સાદા, ૨ બખીઆના) એવી ચાર લાઇન ગુંથી જાઓ, જેવી રીતે ગુંથો છો તેવીજ રીતે ટાંકા બંધ કરો. બીજી બાંયની પટી પણ એવીજ રીતે ગુંથો. હવે જરસી બેઉ બાજુએથી સીવી લ્યો.

---

## જરસી નમુનો ૩ જો.

આ જરસી ૧૪ ઈંચ લાંબી તથા ૨૦ ઈંચ પહોળી થશે.

૨ ઔંસ ત્રણ પ્લાઈ ઉન તથા હાથીદાંતના સુયા નં. ૯ ના લ્યો.

### આગળનો ભાગ.

૭૦ ટાંકા માંડો.

૧ લી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૨ બખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો, આ લાઈન ૧૯ વખત ફરી ફરીને ગુંથો માત્ર છેલ્લી લાઈનમાં એક ટાંકો વધારો જેથી (૭૧) ટાંકા થશે.

૨૧મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો બાકી બધા સાદા ગુંથો

૨૨મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૧ બખીઆનો પાછું * આ નીશાનીથી ગુંથો છેલ્લો ૧ સાદો.

૨૩મી લાઇન—૨૧મી લાઇનની માફક.

૨૪મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો બાકી બધા બખીઆના છેલ્લો ૧ સાદો. આ ચાર લાઇનથી તરાહ પુરી થાય છે.

આ ચાર લાઇનો શરૂ કર્યું છે ત્યાંથી, ૮ ઇંચ ગુંથણ થાય, ત્યાં સુધી ફરી ફરીને ગુંથો.

ગળાના ભાગ વાસ્તે ટાંકા ૩૫ પર તરાહનું ગુંથણ કરો ૧ ટાંકો બંધ કરો બીજા ૩૫ પર તરાહ ગુંથી જાઓ. હવે ૩૫ ટાંકા પર ગુંથણ કરો. ગળાની બાજુ એક ટાંકો ઘટાડો. હવે દરેક ફરી લાઇને ૩૨ ટાંકા રહે ત્યાં સુધી ગળા બાજુ ઘટાડો હવે બગલ બાજુ લાઇન પુરી કરો. ૮ ટાંકા બગલ વાસ્તે બંધ કરો, હવે દર એક લાઇન મુકી એક લાઇને બગલ બાજુ તથા દરેક ફરી લાઇને ગળા બાજુ ૧૯ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડવું પછી બગલ બાજુ ઘટાડવાનું બંધ કરો માત્ર ગળા બાજુ ૧૪ ટાંકા રહે ત્યાં સુધી પહેલા માફકજ ઘટાડે રાખવું. ૧૪ ઇંચ ગુંથણ થશે, ટાંકા બંધ કરો. બીજા ૩૫ ટાંકા પર પણ એવીજ રીતે ગુંથો.

## પીઠનો ભાગ.

૭૦ ટાંકા માંડો. હવે આગળના ભાગ માફક ૭૪ ગુંથો. માત્ર આગળના ભાગમાં ગળા વાસ્તે ભાગ પાડીએ છીએ તે નહીં, બગલના ભાગ સુધી ગુંથો.

બગલ વાસ્તે ૮ ટાંકા દર લાઇનની શરૂઆતે બેઉ બાજુ બંધ કરો. હવે દર એક એક લાઇન મુકી ૪૬ ટાંકા રહે ત્યાં સુધી બેઉ બાજુ ઘટાડો. હવે આગળના ભાગ જેટલુંજ કાંઇ પણ ઘટાડયા વગર ગુંથણ કરી જાઓ. હવે ૧૪ ટાંકા બે લાઇનની શરૂઆતે બંધ કરો. વચલા ટાંકા ગળાની પછવાડેની પટી વાસ્તે રહેશે તેના પર (૨ સાદા ૨ બખીઆના) એવી રીતે ૬ લાઇન ગુંથી જાઓ ને જેવી રીતે ગુંથો છો તેવીજ રીતે બંધ કરો.



નમુનો ૩ જો.

## ગળાંનો ભાગ.

સીધી બાજુનું ગુંથણ તમારી સામે રાખો. ૪૪—૪૪ ટાંકા બેઉ બાજુએથી ઉપાડી લ્યો (૮૮) ટાંકા થશે. એ ૮૮ ટાંકા પર (૨ સાદા ૨ અખીઆના) એમ ગુંથો.

૨ જી લાઈન—૪૩ ટાંકા (૨ સાદા ૨ અખીઆના) એમ ગુંથો ૪૪ મો ને ૪૫ મો ટાંકો ૨ સાથે ગુંથો પછીના ટાંકા સાદા પર સાદા અખીઆના પર અખીઆના ગુંથો બીજી લાઇન માફક બીજી ૪ લાઇન ગુંથો. પણ દર લાઈને વચમાં એક ટાંકો ઘટાડવો જેથી V શેપ ગળાનો ઘાટ થશે. ટાંકા ગુથો છો તેવીજ રીતે બંધ કરો.

બગલની પટી—બેઉ બાજુના ખભા સીવી લ્યો. હવે સીધી બાજુ ગુંથણની તમારી સામે રાખો, બેઉ બાજુના ૪૪-૪૪ ટાંકા ઉપાડી લ્યો. જેથી (૮૮) ટાંકા થશે એ (૮૮) ટાંકા પર (૨ સાદા ૨ અખીઆના) એવી ૬ લાઇનો ગુંથી જાઓ ને ટાંકા જેમ ગુંથો છો તેવીજ રીતે બંધ કરો બીજી બાજુ પણ એવીજ રીતે ગુંથો.

તૈયાર કરવાની બેઉ બાજુના પડખાં સીવી લ્યો.

---

# જરસી નં. ૪ થો.

એનું માપ ૧૪ ઈંચ લાંબી તથા ૧૯ ઇંચ પહોળી થશે.
૩ પ્લાઈ ઉન ગમે તે રંગનું લ્યો. સુયા હાથી દાંતના નં. ૯.

## આગળનો ભાગ.

૬૬ ટાંકા માંડો.

૧ લી લાઈન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો * ૨ સાદા ૨ અખીઆના પાછું * આ નીશાનીથી ગુંથો. છેલ્લો ૧ સાદો. આ લાઈન ફરી ફરીને ૧૧ વખત ગુંથો.

૧૩ મી લાઇન—૧ ટાંકો ગુંથ્યા વગર ઉતારો, બાકી બધા સાદા ગુંથો.

૧૪મી લાઈન—૧ ટાંકા ગુંથ્યા વગર ઉતારો * ૬ બખીઆના ૨ સાદા પાછું * આ નીશાનીથી ગુંથો, છેલ્લો ૧ સાદો. ૧૩મી તથા ૧૪મી લાઈન ફરી ફરીને નીચેથી આઠ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો ૧૩મી લાઇને ગુંથણ પુરૂં કરો. હવે ગળા વાસ્તે બે ભાગ પાડી નાંખો ૩૩ ટાંકા ઉપર તરાહ ગુંથો, ફેરવો અને એજ ટાંકા પર ગુંથો પણ ગળાની બાજુ આવો ત્યારે ૨ સાથે ગુંથો, હવે દર ૬ઠી લાઇને ગળા બાજુ ઘટાડો, ગુંથણની લાઈન પડખાની બાજું પુરી કરો. બગલ વાસ્તે ૬ ટાંકા બંધ કરો, હવે પછી દર એક લાઈન મુકી બગલ બાજુ તથા દર ૬ઠી લાઇને ગળા બાજુ ૧૯ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડવાનું ચાલુ રાખો, બગલ બાજુ ઘટાડવું બંધ કરો. ગળા બાજુ પહેલા માફક જ દર ૬ઠી લાઇને જ્યાં સુધી ૧૪ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો શરૂઆતથી ૧૪ ઇંચ ગુંથણ થાય ત્યાં સુધી ગુંથો. ટાંકા બંધ કરો બીજા ૩૩ ટાંકા જે રહેલા છે તે પર પણ એવીજ રીતે ગુંથો.

## પીઠનો ભાગ.

૬૬ ટાંકા માંડો પછવાડેની માફકજ ગુંથો. ( માત્ર ગળાના ભાગ પાડીએ છીએ તે નહી કરવું) બગલ સુધી ગુંથો. બગલના ૬ ટાંકા આ બાજુ તથા ૬ ટાંકા બીજી બાજુ એમ બંધ કરો. પછી દર એક લાઈન મુકી એક લાઇને બેઉ બાજુ એક એક ટાંકા ૪૬ ટાંકા રહે ત્યાં સુધી ઘટાડો પછી કાંઈ પણ ઘટાડયા વગર આગળના ભાગ જેટલું લાંબુ ગુંથી જાઓ ૧૪ ટાંકા બંધ કરો, બીજા બધા ગુંથી જાઓ. પાછા ૧૪ ટાંકા બંધ કરો. વચલા ટાંકા ગળાની પટી વાસ્તે રહે તેના પર ( ૨ સાદા ૨ બખીઆના ) એવી ૬ લાઇનો ગુંથી જાઓ ને ગુંથો છો એવીજ રીતે ટાંકા બંધ કરો.

## ગળાંનો ભાગ.

ગુંથણ સીધી બાજુનું તમારી સામે રાખી ૪૨—૪૨ ટાંકા બે બાજુથી ઉપાડી લ્યો (૮૪) ટાંકા થશે. (૨ સાદા ૨ બખીઆના) એ. રીતે ૧ લાઈન ગુંથો.

૨ જી લાઈન—૪૧ ટાંકા (૨ સાદા ૨ બખીઆના) એવી રીતે ગુ ૪૨ મો તથા ૪૩ મો ટાંકા ૨ સાથે ગુંથો. બાકી બધા ટાંકા સાદા ૨ સાદા બખીઆના પર બખીઆના એમ ગુંથો. ૨ જી લાઈન માફક બી.

ચાર લાઈન ગુંથો પણ દરેક લાઇનમાં વચમાં ૨ સાથે ગુંથવા જેથી V શેપ ગળાનો ઘાટ થશે. ટાંકા ગુંથો એવીજ રીતે બંધ કરો.

## બગલની પટી.

ખભા સીવી લ્યો સીધી બાજુ ગુંથણને તમારી સામે રાખી (૮૪) બગલના ભાગના ટાંકા ઉપાડો (૨ સાદા ૨ બખીઆના) એવી ૬ લાઇનો ગુંથો. બીજી બાજુ પણ એવીજ રીતે ગુંથો. ગુંથો છો એવીજ રીતે ટાંકા બંધ કરવા.

તૈયાર કરવાની રીત—બેઉ બાજુનાં પડખાં સીવી લ્યો.

